તત્સત્
શ્રી રાષ્ટ્રીય

# ગ્રામ્ય વર્ણન
અને
# કાયાની કચુંબર.

ભાગ ૧લો.

લેખક તથા પ્રકાશક,
મીઠુભાઈ ગાંડાભાઈ નાયક
પંસાણા. (પોસ્ટ પવસાણા.)



આવૃત્તિ પહેલી) (પ્રત ૧૦૦૦
સંવત ૧૯૮૭. સને ૧૯૩૦


કીંમત ૦—૨—૦

# લેખકના બે બોલ

હું મ્હોટો કવી છું અગર તો લેખક છું એવું અભીમાન ધરાવી આ પુસ્તક વાંચક વર્ગ સમક્ષ રજુ કરનો નથી પરંતુ ભારતભૂમીની દીવ્ય ભૂમીમાંથી પરદેશી કાપડ તથા ફેશનની ચીજો તથા દુષ્ટ વ્યસનની કેફી ચીજોમાં પુષ્કળ "લક્ષ્મી" પરદેશ ઘસડાઈ જાય છે. તે કેળવણી પામેલાં આર્ય રત્નો સમજી ગયાં છે. અને મોહ તજી દીધો છે. પરંતુ અભણ ભાઈઓ તથા બ્હેનો પછાત છે, તેઓ સહેલાઈથી સાંભળીને ઉમંગથી ગાઈને સમજી શકે, તથા તેઓ મોહ તજી દે એવા હેતુથી સુંદર હાસ્યરસનું મિશ્રણ કરી સાદી સરળ ભાષા વાપરી આ પુસ્તક વાંચક વર્ગ સમક્ષ રજુ કરૂં છું. આ માહરો પ્રથમ પ્રયત્ન હોવાથી જો કોઈ પણ પ્રકારની ન્યુનતા દૃષ્ટી ગોચર થાય તો તેને ક્ષમા દ્રષ્ટીથી નિહાળી સજ્જન વાંચકો હંસ વૃત્તિ રાખી ક્ષીરનીર ન્યાયે અવલોકન કરશે. તો હું માહરો પ્રયાસને સફળ થયો માનીસ.

લેખક:—

**ભીમભાઈ ગાંડાભાઈ નાયક**

પ્રજાનો નમ્ર સેવક.

શ્રી ૧

# ગ્રામ વર્ણન

અને

# ડભાડી કચુંબર.

ધન્ય ધન્યરે પલ્યાણા ગામ રૂપે રંગીલું
 માંહી ઘણાં ઉંચા મકાન રૂપે રંગીલું
લક્ષ્મી નારાયણ પુર્વે બીરાજે ને
 પશ્ચિમે બળીયા દેવ-રૂપે રંગીલું
ધરડી માતાજી ઉત્તરે બીરાજે ને
 દક્ષિણે મંછા દેવી માત-રૂપે રંગીલું
રામ મંદીર છે બ્રાહ્મણ વાડામાં ને
 ઠાકોરજી બાવા વાડ-રૂપે રંગીલું
લક્ષ્મી નારાયણના મંદીરમાહે છે
 અંજનીનો પુત હનુમાન-રૂપે રંગીલું
અગાહી માતાજી ગેંગડીમાં બીરાજે ને
 વાયવ્ય ખુણે મહાદેવ-રૂપે રંગીલું
ચતુર દીશાએ રક્ષા કરે છે ને
 લોકો ઉપર બહુ મહેર-રૂપે રંગીલું
પચાસ હજારનું કુંદવું સળગ્યુ ને
 રૈયત ઘણી ગભરાય-રૂપે રંગીલું

## ૩

સર્વે લોકો મળીને બેકર જોડીને
વિનવે મંછા દેવી માત-રૂપે રંગીલું
લોકોના વિનંતી ઉરે ધરીને
કરી રક્ષા મંછાદેવી માત-રૂપે.
માજીનો એવો પ્રતાપ જોઇને
લોકોનો હર્ષ ન માય-રૂપે.
પ્રભાતે ઉઠીને લોકોના ટોળાંઓ
શ્રીફળો લઇને જાય-રૂપે.
પોસ્ટ ઓફીસ ને તાર ઓફીસથી તો
સમાચાર દૂરના થાય-રૂપે.
ગુજરાતી શાળા ને અંગ્રેજી શાળા છે
વળી કન્યા શાળા શોભાય-રૂપે.
મહાદેવની ટેકરી છે નદી કીનારે ને
જ્ઞાનની ટેકરી દેસાઇજી પાસ-રૂપે.
દવાખાનું ને ન્યાય કચેરી છે
પીરના વડની પાસ-રૂપે.
લક્ષ્મી નારાયણ ને મંછા દેવીમાં
મળી ધર્મશાળા છે બેય-રૂપે.
તેની વ્યવસ્થા લોકો કરે છે
પુસ્તકાલયની (પણ) સાથ-રૂપે.

મોચી ફળીયું ને વ્યાસ ફળીયું છે
ત્યાં અનાવલા વસે છે ખાસ-રૂપે.
લાંબી મોટી સડક ઉપર છે
કોળી માછી હરજી વાડ-રૂપે.
બ્રાહ્મણવાડામાં બ્રાહ્મણો વસે છે
ખાલપીઆમાં અઢારે જાત-રૂપે.
હજામવાડામાં હજામો રહે છે ને
ઠાકોરજી છે પાસ-રૂપે.
બાવીસી ને ચોવીસીમાં
વસે દેશાઇ તે ઠામ-પેરૂ.
ખડકી ફળીયામાં દેશાઇ રહે છે ને
વચ્ચી ફળીયું છે પાસ રૂપે.
પાડા ફળીયાના દેશાઇ સુરા ને
છે સુસહતી ઘણામાં પ્રખ્યાત-રૂપે.
પાંચ ફળીઆમાં કોળી વસે છે ને
ડુંગરવાડા છે સાત રૂપે.
ખાલપીયા જોડે સુથારવાડો ને
છે પાસે કાછીયાવાડ-રૂપે.
મંછાદેવી પાસે કુંભારવાડો ને
કુવો ચોકડીવાળો પાસ-રૂપે.

કંથડજીએ હરીફાઇ કીધી છે
વેપારીઓની સાથ-રૂપે.
વેપારીઓએ શું ખેલ જ કીધો છે
તેલ સીંગનું વેચે સાથ રૂપે
રામજી ઘાંચી દાણા વેચે છે ને
માણીભાઇ થયો પ્રખ્યાત-રૂપે.
શાળો ઉપર ઘણું સારૂં વણે છે
મણીભાઈ ખાલપીવા માંય-રૂપે.
શીવવાનો ધંધો (પણ) સાથે જાણે છે ને
ખાદી વેચે અપાર-રૂપે.
ગાંચી વાણીયાં ને દેશાઈ અનાવલાઓ
કરે કરીઆણાંનો વેપાર-રૂપે.
ધંધામાં જોઇ ઝાઝી કમાંણીને
ગીરધર સુથાર લલચાય-રૂપે.
ગામમાં સઘળી ચીજો મળે છે
(પણ) સોંઘી મળે અપાર-રૂપે.
શહેરના કરતા કીંમત ઘણી છે
પલસાણાં ગામની માંહીય-રૂપે.
પલસાણામાં મોટર ગાડી તો
લાવ્યો રજપુતનો બાળ-રૂપે.

અભેસીંગને કમાનો જોગને
હરીભાઇ થયો તૈયાર-રૂપે.
વગર મહેનતે કમાણી જોઇને
લાવ્યો ધોબી ખાસ—રૂપે.
દેસાઈ ભીખુભાઈ હીંમત કરીને
(પ્રીયાટ) મોટર લાવ્યા જોડ-રૂપે.
એક એકની હરીફાઇ થતામાં તો
નાઠો રજપુતનો બાળ-રૂપે.
બાવજી ધોબી ચેતી ગયો તે
(મોટર) વેચી ગયો પરદેશ-રૂપે.
બે તો ગયા એક ભજન કરે છે ને
જાગ્યો રણછોડજીનો સુત-રૂપે.
ચંચળ મોટર ડ્રાઇવર મહમદને
તજ્યો કરીશું નિ ર—રૂપે.
જયવંત દેસાઇએ મહમદને રાખ્યો છે
ઠરાવી સારો પગાર—રૂપે.
ઘણાં હિંદુઓને મોટર ચલાવતાં તો
શીખવ્યા છે મહમદે ખાસ-રૂપે.
હિંદુઓ સાથેનાં ઉમદા સ્વભાવથી તો
મહમદ થયો છે પ્રખ્યાત—રૂપે.

જયવંત બીખુભાઈ મોટર દોડાવેને
હવે પછી તેનું શું થાય—રૂપે.
બ્રાહ્મણ લોકો જોતિષ જાણે છે ને
બહુ હુંશિયાર કહેવાય—રૂપે.
વ્યાજે નાણાં ઘણાં ધીરે છે
માંહી અડધાં ડુબી જાય—રૂપે.
કાપડનો વેપાર ઉત્તમ કરે છે
(વશે) છોટુભાઈ લાઈબ્રેરી પાસ-રૂપે.
શોનું ઘડનારા શોની થોડા છે ને
બહું સત્યવાદી કહેવાય—રૂપે.
કંઠી ધોતા જે દાણાં તુટે તે તો
બ્રહ્માંડે ભેગા થાય—રૂપે.
દસ્તાવેજ લખવાનો ધંધો કરે છે
દયાળજી કાકા કહેવાય—રૂપે.
વહોરા લોકોનો વિશ્વાસ ઘણો છે ને
દસ્તાવેજ બરાબર થાય—રૂપે.
ધોબીનો ધંધો ધોળી ટોપીએ તો
બાળીને કીધો ખાક—રૂપે.
મંચ્છારામ બાવાજી શનિવાર કરે છે ને
બીજા બધા જરા શરમાય—રૂપે.

ખાદીની ટોપીને ખાદીની કફનીઓ
સાદી ઘરમાં પેવાય—રૂપે.
ઘણાં હજામો પરદેશ જવાથી તો
દાઢી મોટી થઇ જાય—રૂપે.
બહારનાં હજામને જગલા હજામથી તો
પહોંચી નહિ વળાય—રૂપે.
દરજી લોકો બહુ વિચાર કરે છે ને
ખાદી ગામમાં શીવાય—રૂપે.
સીવવાનો ધંધો ઓછો થયો છે ને
"ઘણાં દરજી મુંઝાય"—રૂપે.
ચંપલો પહેરવાથી ચેતી જઇને
મોચીઓ પરદેશ જાય—રૂપે.
ગામનાં લોકોમાં પટેલ થોડા છે ને
તલાટીએ તાલુકો ભરાય—રૂપે.
બ્રાહ્મણ લોકો ઘણાં વસે છે ને
ધંધામાં પુરૂં નહિ થાય—રૂપે.
ધંધો તજ્યાને નોકરો બન્યા છે
ભીખાભાઇ પુરાણ ગાય—રૂપે.
લુહાર લોકો ઘણાં થોડા હોવાથી તો
દુર્લભ બહુ કમાય—રૂપે.



ઘણાં સુથારો પરદેશ ગયા છે
પૈસા કમાવા કાજ—રૂપે.
ગામનાં તજીને બહારનાં લાવે છે
લોકોએ વાળ્યો દાટ—રૂપે.
કુંભારી ધંધો કપરો જાણીને
તેનો તજ્યો સુથારે સાથ—રૂપે.
હજુ કુંભાર એ ધંધામાં ડુબીને
ઘણાં પૈસા બાંધે ગાંઠ—રૂપે.
"સીનીયર" શિક્ષક ઘણા ઓછા છે ને
પંદરનો નહિં પાર—રૂપે.
ખાદી પહેરાવવાને દારૂ તજાવવાને
થયા તુળજારામભાઇ તૈયાર—રૂપે.
દારૂ વેચવો નહિં દારૂ પીવો નહિં
એવા ગામે કરી વ્યવસ્થાય—રૂપે.
તાડીનો માંડવો તુટી પડયો છે ને
બેઠા પારસી ગીતાં ગાય—રૂપે.
ભાઇ બહેનો સૌ મળી પીકેટીંગ કરે છે ને
તકલી એ ત્યાં કંતાય—રૂપે.
સુવર્ણ પ્રભાતે ફેરીઓ કરે છે
યુવક મંડળ છે ખાસ—રૂપે.

રાષ્ટ્ર ગીત સુરા સુરે ગવડાવે છે
રણછોડજી છોટુભાઇ—રૂપે.
સત્યાગ્રહીઓ સૌ સુતર કાંતે છે ને
તકલી નહિં ગણાય—રૂપે.
બારીક કાંતીને બારીક વણે છે.
(વશે) તુળજારામ નારાયણ માંય—રૂપે.
કાળીદાસ નંદન હુન્નર જાણે છે
ડાહ્યાભાઇ નામે ઓળખાય—રૂપે.
મણીભાઇ કાલીદાશ ખાદી વણે છે
(વશે) પાડા ફળીયાની માંય—રૂપે.
ગામનો કારીગર રેંટીયા બનાવેને
બહું મગન ડાહ્યો કહેવાય—રૂપે.
શ્રીમંત સરકારે સડકો બનાવીને
કરી વૃદ્ધી શોભાની માંય—રૂપે.
મોટર દોડે છે સાયકલ દોડે છે
નવસારી ચલથાણ જાય—રૂપે.
બારસાડ જોયું ને વલસાડ જોયું છે
જોયું સરભેણ ગામ—રૂપે.
(પણ) પલસાણાની સુંદર બેઠક છે
ત્યાં આંધળો ચાલ્યો જાય—રૂપે.

સુધરાઇ ખાતુ રસ્તા સુધારે છે
બારણું સાફ નહિં થાય—રૂપે.
રળીયામણું ગામ છે રોટીનું ધામ છે ને
રહેવા ખાવાની નહિં ચિંતાય—રૂપે.
ફાગણુ સુદ પુનમે હોળી સળગે છે ને
ઉજાગરો ગાંચી માળીને થાય—રૂપે.
પાઇ પઇસાના પડીકાઓ બાંધીને
ઘણું છોટુભાઇ દેસાઇ કમાય—રૂપે.
ધર્મશાળા અને લાયબ્રેરી બંધાવવાને
ફર્યા વગર વાહન—રૂપે.
ઉઘરાણું કરીને બંન્ને બંધાવ્યાંને
"નારાયણુ થયા પ્રશન્ન"—રૂપે.
આગળ પડીને કામો કરે છે
નાથુભાઇ ગુલાબ કહેવાય—રૂપે.
પરાગજીભાઇ પણુ મદદ કરે છે
(એ) ભીમભાઇનો સુત કહેવાય—રૂપે.
દેસાઇ દુલ્લભભાઇ ઘણાં ઉદાર થયા છે
કુવો-હવાડો બંધાવ્યો ખાસ—રૂપે.
સાડાપાંચ વિંઘાની ઉપજ ખરચવી
દેસાઇએ નીરધારી છે સાથ—રૂપે.

કુવો હવાડો સુંદર શોભે છે ને
મંચ્છાદેવી છે પાસ—રૂપે.
પેન્સનેબલો ઘણાં પડયાં છે ને
(પણ) "પ્રોફેસર"ની છે ખોટ—રૂપે.
કોન્ટ્રેક્ટનો ધંધો ઉત્તમ કરીને
ચુનીલાલ બહુ કમાય—રૂપે.
બી. એ. ઘણાં છે. વકીલ થોડા છે ને
મેટ્રીકનો નહિં પાર—રૂપે.
બાપુભાઇ ઘેલાભાઇ વકીલાત કરે છે
એ ધંધામાં બહુ હુંશિયાર—રૂપે.
અનાવલા માંહે ડોકટર હુંશિયાર છે
બી. કે. નાયક કહેવાય—રૂપે.
કેળવણી ખાતાનો વિદ્યાધિકારી છે
એમ. કે. નાયક કહેવાય—રૂપે.
રણછોડજી સોલીસીટરને નથુભાઇ ડોકટર છે
કરે ધંધો મુંબાઇની માંય—રૂપે.
કસ્ટમ ખાતામાં સર્વીસ કરે છે
છોટુભાઇ મણી દેસાઇ—રૂપે.
ઝવેરીનો ધંધો ઝાઝો કરે છે
મણીભાઇ પેરીસની માંય—રૂપે.

કોનટ્રેકટના ધંધામાં ઝાઝું કમાઇ ને
પરાગજીએ બાંધ્યો મહેલ—રૂપે.
ત્રીસ ત્રીસ હજારનાં ત્રણ ત્રણ મહેલ છે
ગોપાળ ઘેલા પ્રાગ—રૂપે.
સાઉથ આફ્રિકામાં સઘળા કુટાય છે
બાપુભાઇ દયાળ કમાય—રૂપે.
બળવંતરાવભાઇ વકીલાત કરીને
હવે બેઠા વડોદરે ખાય—રૂપે.
હુંન્નર ઉદ્યોગ ઘણો સારો જાણે છે
દેસાઇજી ગણપતરાવ—રૂપે.
બે ભાઇઓને લક્ષ્મી પ્રશન્ન છે
પણ ત્રીજાથી છટકી જાય—રૂપે.
સહાયકારી મંડળી નાથુભાઇ ચલાવે છે
લઇને લોકોની સહાય—રૂપે.
સીનેમાનો ધંધો ઘણો સારો જાણે છે
દેસાઇજી વસંતરાય—રૂપે.
મીંઢોળા એ નિર્મળ નિર વહે છે ને
ઢેડવાડો છે પાસ—રૂપે.
ઘાંચી બ્રાહ્મણને દેસાઇ અનાવલા તે
વ્યાજુ કરે છે ખાસ—રૂપે.

સુવર્ણ પ્રભાતે ફેરીઓ ફરે છે
રૂપીયા કઢાવવા કાજ-રૂપે.
પાંચ ખુંવે છે પંચાણુંને ને
પાવલો ખુંવે છે પાંચ-રૂપે.
વાણીયાની તોલે આવે નહિ કોઇને
હોય દીલમાં આણી ચીંતાય-રૂપે.
સઘળી વર્ણો ખેતી ખેડે છે
ઘણાં નોકરી કરીને ખાય-રૂપે.
સર્વ ગુણ સંપુર્ણ સઘળી પ્રજા છે
પણ સંપી બેસેના કોઇ-રૂપે.
લગ્ન સીઝનમાં વર શોધવાને
પહેલાં પલસાણે પૂંછાય-રૂપે.
સરવે વાતે સઘળી પ્રજા સુખી છે
પણ ઘણું ખેડુત ને છે દુઃખ-રૂપે.
વગર રજાએ બાવળ કપાય છે ને
રખો નથી સીમ માંય-રૂપે.
ભરવાડા લોકો ગાંઠે નહિ ને
(ફોકટ) સીમ સુખે ચારી જાય-રૂપે.
ઘી કામળો આપેને બકરા બેસાડે છે
ગાળો દેનાર જે હોય-રૂપે.

સઘળાં ગામોમાં ભરવાડાં પાસેથી
નાણું ગામ પેટે લેવાય–રૂપે.
આલસાણા ગામના સર્વે ખેડુતો તો
કાંઇ કરે નહિ વ્યવસ્થાય–રૂપે.
મજુરી મોંઘી એ ઉપાધી મોટી છે ને
ઓફીસ ટાઇમ કહેવાય–રૂપે.
(ઘણાં) બકરાં ચારે છે શાક પણ વણે છે ને
વ્યાજમાં ઘાંસનો ભારો જાય–રૂપે.
જુવાર કાતરતાં બીનાં કસણાંને તો
હોય મજુરનાં ખોળામાંય–રૂપે.
ભાતની કંઠીઓ ઉત્તમ કાંઢે છે
કયાંનો છે એ ન્યાય–રૂપે.
મજુરનાં વણતમાં એવું કરે છે
મોઢે ખેડુત મુંગો થાય–રૂપે.
બોલવા જાય તો મજુર મળે નહિં
માટે કાંઇ નહિ બોલાય–રૂપે.
"કાછીયા કુંભાર કોળી જાતે કરે છે ને
બીજા બધાઓ દુઃખી થાય"–રૂપે
ગામના ઢોરો ઘણો બગાડ કરે છે ને
રાત્રે પણ ઉજાગરા થાય–રૂપે

કેટલાક મહેનતુઓ મહેનત કરીને
(ઢોર) ઘાલે છે હવા માંહીય-રૂપે
સાંકળ તોડીને ઢોર જાય નાસી
છે ઢોરોની ચતુરાઈ-રૂપે
ચકલે બેસીને ચતુરાઇ ચલાવે છે
જેનું ખાય તે દુઃખી થાય-રૂપે
ખાલપા, ઢેડા ને દુબળાં ભરવાડા તે
ઢોરો પાળે આપે ભાગ-રૂપે
ખેડુતનાં ઢોરને ખેડુતનોજ ચારો છે
(ફોકટ) રૂપિયા લઇ જાય-રૂપે
ખેડુતના દુઃખનું વરણન કરતાં તો
રામાયણ થઇ જાય-રૂપે
સઘળા ખેડુતો સઘળું સમજે છે
પણ કરે નહિ વ્યવસ્થાય-રૂપે
ઇશ્વર જાણે એનું કારણ શું છે
કેમ સુઝે નહિ ઉપાય-રૂપે
દેસાઇઓ દુઃખો સઘળાં મટાડે છે
સુખોનું ઝાડ કહેવાય-રૂપે
ધ્યાનમાં લીએ તો પાર ઉતારે છે
પણ તો જાય પાતાળ-રૂપે

સઘળાં દુઃખોનું નિવારણ એ છે
જો "ખેડુત મંડળ સ્થપાય"-રૂપે
ઘણાં દેશોનું વરણન થયું છે
પણ પલસાણા રહી જાય-રૂપે
જન્મભુમીનું અભીમાન થવાથી
વરણન કીધું આ ઠામ—રૂપે
વસીકળીયાનાં કુંભારવાડામાં છે
માતાજીની માટલી પાસ-રૂપે
કુંવરજીભાઇ તો ગરબો ગવડાવે છે
છે નાથુ વસન પણ સાથ-રૂપે
ઘણાં લોકોનો આગ્રહ થવાથી
(છપાવી) પ્રસિદ્ધ કીધો પાસ-રૂપે
વર્ણન કરતાં જો ભુલ થઇ હોય તો
કરજો ક્ષમા સૌ લોક-રૂપે
સરસ્વતિ માની કૃપા થવાથી
વર્ણન કીધું આબાદ-રૂપે
ગાયકવાડી રાજ્યનો નવસારી પ્રાંતનો
પલસાણા તાલુકો કહેવાય-રૂપે
ભીમભાઇ નાયક વર્ણન કરે છે
"ગાંડાભાઇના" પુત્ર કહેવાય-રૂપે
બે કર જોડીને ભીમભાઇ કહે છે
હું છું તમારો દાસ-રૂપે.

# ગ્રામ્ય વર્ણન.

ધન્ય ધન્યરે પલસાણા ગામ—રૂપે રંગીલું.
ઘણાં શુરવીરો વશે એ ઠામ—રૂપે
લક્ષ્મી નારાયણમાં "સપ્તાહ" મંડાણીને
કાંઇ કૌતક—થયું છે ત્યાંય-રૂપે
તેનો તો ઉભરો ખાલી થયો છે
મંચ્છા દેવીની માંહી—રૂપે
સપ્તા સુખે ગઇને દીકમાલ ભરાંણી છે
દાંડી ઉછળી છે ત્યાંય—રૂપે
દેસાઇ દેસાઇ ઉપર દાંડી પડી છે ને
સંખ પણ કોપ્યો ત્યાંચ—રૂપે
દેવી માંહે તો દાંડી ઉછળી છે ને
દેસાઇઓ કોપ્યા ત્યાંય-રૂપે
સુરા દેશાઇઓએ નોટીશ પહોંચાડી છે
તાહરે ન આવવું અહિંય—રૂપે
"નહિ" આવવાનું તો કારણ શું છે?
એ પણ વશે છે ગામમાંય—રૂપે
આંજયો જાય કેમ છે દેસાઇનો બચ્ચોને
પધાર્યો એકલો ત્યાંય—રૂપે

હજાર દીવાએ અંધારૂ જોઇને
(કહે છે) લાઇટ સળગાવી ત્યાંય—રૂપે
મહીલા મંડળમાં લાઇટ પહોંચી ગઇ ને
(કહે છે) સ્ત્રીઓ ઘણી ગભરાય—રૂપે
ઘણાં કહે છે એ વાતજ ખોટી છે ને
એ લડવાનું બહાનું કહેવાય—રૂપે
અમુક દેસાઇ કહે ગંભીર ગુન્હો છે ને
ડંકો વગાડયો ત્યાંય—રૂપે
સુરા લડવૈયાઓ સુરે ભરાયા ને
ફોડયા ફટાકા ત્યાંય—રૂપે
એ રણભૂમીમાંહી ઝુઝી રહયોને
ચરખો દાંડીનો ફેરવ્યો ત્યાંય—રૂપે
ઝાઝા! નબળામાં એકજ સુરાએ તો
જણાવ્યું ઝાઝુ જોર—રૂપે
કચાયતમાંહી કળવાયલો તે
ડર્યો નહિં તલભાર—રૂપે
ઝાઝા નબળાઓ બ્હાવરા બન્યાં ને
બટકો તે પેસી જાય—રૂપે
બે હાથ પકડી હથીયાર લીધું ને
તુટી પડયા સૌ ત્યાંય—રૂપે

સર્વેનાં પાપનું પ્રાયશ્ચિત પ્રગટયું ને
કોપ્યાં મંચ્છાદેવી માય—રૂપે
પરદેશી સ્ટીકનો બોયકોટ કરેલો ને
વપરાય સ્વદેસી ત્યાંય—રૂપે
દારૂખાનાનો બ્હીસ્કાર કરેલો ને
હાંડીઓ ફુટી ત્યાંય—રૂપે
ફટ ફટ ફટ ફટ ફટાકા સાંભળીને
કુંભાર કોળી ગભરાય—રૂપે
અન્તયબીની તો વાતજ ઓ છે ને
તેના સગાંએ છોડયો સાથ-રૂપે
વિઘ્ન સંતોષીએ તો નારદ કળા કરીને
ઉશ્કેર્યાં ન્હાનાં બાળ-રૂપે
બાળકો ભેદ કાંઈ સમજ્યાં નહિને
લઢી પડયા તત્કાળ-રૂપે
લડાવનારાઓ દુર રહયાને
બ.ઝયાં સગાંઓના બાળ-રૂપે
આગ નળગાઓ તુટી પડયા ને
એકલો શું કરે જોર-રૂપે
સીંહના બાળના તો કુંફાડા સાંભળીને
સો નાઠા બની કમજોર-રૂપે

२१

સર્વે નાઠાને એ જણ રહ્યાં તે
ઉપર તળે તો થાય–રૂપે
અમુક દેસાઇએ તો વચ્ચે પડીને
"શોધી કાઢયો ઉપાય"–રૂપે
નારદજીનું તો પોકળ ફોડયું ને
સમજી ગયા સૌ ત્યાંય–રૂપે
દુઃખે કોને ને ડામે છે કોને
ક્યાંનો છે એ ન્યાય–રૂપે
ચારમાંનો તો એક છુટો પડયો છે
હવે તેનાં શા ભાર–રૂપે
રસ્તામાંહિ સપડાવી મેથીપાક જમાડીને
ચોડયા તમાચા ચાર–રૂપે
હવે ત્રણ જણા તો બાકી રહ્યા છે
તેની વલે શી થાય–રૂપે
આઝા નબળાઓ ગંભીર ભૂલ કરીને
હવે પાછળથી બહુ પસ્તાય–રૂપે
રાષ્ટ્રપતિની હાકલ સુણીને તો
સુરા તો સુરે ભરાય–રૂપે
જણ ત્રણ બાળક તો પારણે ઝુલે છે ને
બ્યાંડળ કેમ કહેવાય–રૂપે

કહે ચઢ જાઓ બેટા શૂળી પર તો
શૂળી પર કેમ ચઢાય-રૂપે
ઢેડાનું પાણી કોઇ પીવા કહે તો
એ પણ કેમ પીવાય-રૂપે
પોતાની અકકલનો ઉપયોગ કરો ને
(ફરી) આંધળે બ્હેરૂં ન કુટાય-રૂપે
અહિંસાના પાઠો રોજ ભણો છો ને
હિંસા કેમ થઇ જાય-રૂપે
દીકમાલ ભરવામાં કાંઇ દેસાઇઓ ભૂલેલા છે
એ તો "દેવીનો કોપ" કહેવાય-રૂપે
માંહો માંહની તો લડાઇ જોઇને
ઈત્તર કોમ બહુ હરખાય-રૂપે
દેસાઇ બીરાદરો હવે સંપ કરોને
બીજા ન લાભ લઇ જાય-રૂપે
મોટાનાં દીલ તો મોટાજ હોય છે
લડયા નહિં કોરટ માંય-રૂપે
બે કર જોડીને તો ભીમભાઇ કહે છે
પાછો નારદ ન પેસી જાય-રૂપે



२७

# राष्ट्र–गीत.

१

જાગ્યું જાગ્યું જાગ્યુંરે ઉંઘ છોડી પલસાણા જાગ્યું
સુતરને તાંતણે ને ચરખો ચલાવી
લઇશું લઇશું લઇશુંરે હવે સ્વરાજ હમારૂં લઇશું
તકલી એ કાંતીને શાળો પર ચઢાવી
વણુશું વણુશું વણુશુંરે સુદ્ધ સ્વદેશી ખાદી વણુશું
ગજી કુલેવરને ઠેમ કુલ ગણીને
પહેરશું પહેરશું પહેરશુંરે હવે ખાદીની ચોળી પહેરશું
ચીકનને ચણીયો ને વાયલની છાયલ
તજશું તજશું તજશુંરે પરદેશી કાપડ તજશું
ઝીક ચલકને સુરમાની સાડી
બાળશું બાળશું બાળશુંરે હમે સઘળી ફેશનને બાળશું
પરદેશી બંગડીને હાથે નહિં પહેરીયે
લઇશું લઇશું લઇશુંરે સ્વદેશી બંગડી લઇશું
ચીકનની ચોળી ને રેશમની દોરી
દઇશું દઇશું દઇશુંરે ભેટ અગ્નિ કાકાને દઇશું
વેનીસનના કોટનો બહીષ્કાર કરીને
ધરશું ધરશું ધરશુંરે હવે ખાદીની કફની ધરશું

હંગીરીયન કેપને પરદેશી પાટલુનને
કરશું કરશું કરશું રે હવે આગીને ખાક કરશું
ટાસનનાં બુટને પાણીચું આપીને
વહોરશું વહોરશું વહોરશું રે સ્વદેશી ચંપલ વહોરશું
સેન્ટ લવન્ડરને અત્તર હીનાનું
ફેંકશું ફેંકશું ફેંકશું રે દરીયાની માંહી ફેંકશું
"ઓલ્ડ સ્કોટ" વીસ્કીને અશાની બ્રેન્ડી
નાંખશું નાંખશું નાંખશું રે હવે સાગરની માંહે નાંખશું
હાથાવાળી કાંસકી ને હેર બ્રુસ પરદેશી
ભાંગશું ભાંગશું ભાંગશું રે પત્થરની સાથેજ ભાંગશું
સનલાઇટ સાબુનો બોયકોટ કરીને
લઇશું લઇશું લઇશુંરે હવે ગોદરેજનો સાબુ લઇશું
ફેશનની ચીજોનો મોહ તજીને
કરશું કરશું કરશું રે સર્વેનો બહીષ્કાર કરશું.

૨

ચાહને છોડો તો ખર્ચ ઓછો થાય છે રે
મહાત્મા ગાંધી બંશીમાં એવું ગાય છે રે
એવું ગાય છે રે એવું ગાય છે રે
મહાત્મા ગાંધી બંશીમાં એવું ગાય છે રે

સાખી

વહેલા ઉઠી પ્રભાતમાં ચાહનાં દર્શન થાય
ચાયનાં પ્યાલા તણો ખંણુ ખંણુ અવાજ સંભળાય-ચાહને

પતિ પુછે પત્નિને ચાહની કેટલી વાર
મગજ માહરૂં બહુ ભમે જલદી કર તૈયાર—ચાહને
એકાદશી અપવાસમાં ચાહ ફરાળમાં ગણાય
ખાંડ વિદેશી અને માંહી હાંડકાં કુટાય—ચાહને
ગોરાઓના હાથમાં ચાહ તણો વેપાર
મજુરો ત્યાં હિંદના દુઃખી થાય અપાર—ચાહને
લોહીનું પાણી થાય છે ચાહનાં બગીચા માંય
માટે વિચારો હીંદીઓ એ ચાહ નહિ પિવાય-ચાહને
જાઓ પુછો જેલમાં જો મગજ ભમતું હોય
મહાત્મા બુટ્ટી આપશે એ ભમતું ઈંગ્લાંડ જાય-ચાહને
ચાહ પીવા હરામ છે પ્રતિજ્ઞા લ્યો આજ
લડવૈયા ગાંધી તણા દેશ નેતાઓ છોડવવા કાજ-ચાહને
ચાહને છોડો તો ખર્ચ ઓછો થાય છે રે
મહાત્મા ગાંધી બંશીમાં એવું ગાય છે રે
ગાય છે રે એવું ગાય છે રે—મહાત્મા

૩

સાબરમતીથી પ્યારાં તકલી મંગાવું
તકલીએ સુતર કાંતુરે
મને તકલી કાંતવાની ઘણી હોંશ છે
હોંશ છે હોંશ છે હોંશ છે રે મને તકલી કાંતવાની ઘણી હોંશ છે

સાબરમતીથી પ્યારા પુંણીયો મંગાવું
બારીક તાર હું કાઢુંરે—મને
સાબરમતીથી પ્યારા શાળો મંગાવું
શાળોથી ખાદી હું વણુંરે—મને
સાબરમતીથી પ્યારા સોયો મંગાવું
હાથે કપડાં હું શીવુંરે—મને
હાથે સીવી રે પ્યારા કપડાં હું પહેરૂં
સર્વેએ એવું કરવુંરે—મને
મહાત્મા ગાંધી રે પ્યારા શીખવે છે એવું
તકલીએ સ્વરાજ્ય લેવુંરે—મને

૪

( કુન્તા અભિમન્યુને બાંધે અમર રાખડીરે–એ રાગ. )
ગાંધી સુરા હીંદીને બાંધે એવા વચનથીરે
લઇશું " સ્વરાજ " સુતર તાંણે અહિંસક સૈનિક બનીરે
મહાત્મા ગાંધી ગયા જેલમાંય
સારથી " પંડિત " થયા છે ત્યાંય
"જવાહીર" છોડાવી લાવો આહીંય—ગાંધી
સુરાઓ પ્રતિજ્ઞા લ્યો આજ
વીઠ્ઠલ વલ્લભ છોડાવવા કાજ
સજો લડવૈયા સહું સાજ—ગાંધી
સરકાર લડી દુશ્મનો સાથ

લશ્કર હીંદીનું દીધું હાથ
મહાત્માજીએ "તિલક"ની સાથ—ગાંધી

જુલ્મી કાયદા વાપર્યો આજ
જાલીમો બન્યા સહુ મોટા બાજ
દગો દઈને લીધી છે લાજ—ગાંધી

ઝુકાવો રણભુમીની માંહીય
હીંદીઓ મર્દ સહું કહેવાય
બ્હેનોની બંગડી નહિ પહેરાય—ગાંધી

સજ્જ થાઓ નિઃશસ્ત્રથી આજ
મરો માતૃભૂમીને કાજ
રાખો ભારતની સહું લાજ—ગાંધી

બારડોલી રણે ચઢ્યું આવાર
હાથમાં તકલી તણું હથીઆર
ફરીનથી મરવા તણી દરકાર—ગાંધી

અહિંશક સૈન્ય કરોડોનું આજ
સજ્જ થાઓ બારડોલી સૈન્યની સાથ
ફરકાવો ઝુંડો લઈ સ્વરાજ્ય—ગાંધી

૫

## દોહરો.

હજારો શ્રી [illegible] દેશમાં આજે મજુરની રોટીઓ ખાય છે
તમારા [illegible] પેટમાંહે મીઠાઈઓ કેમ પેસી જાય છે ?

લાખો યુવાનો : દેશના જ્યાં આજ દુઃખી થાય છે.
દીવાળી કેમ ઉજવાય ત્યાં દારૂખાનું કેમ ફોડાય છે ?
ફટાકા ફોડો તો દેશદ્રોહી થાય છે રે—(૨)
દેશનાં લાખો યુવાનો દુઃખી થાય છે રે—(૨)
દુઃખી થાય છે રે દુઃખી થાય છે રે—(૨) દેશના
દેશની દોલત પરદેશે ચાલી જાય છે રે—(૨)
દાંડીના ફટાકા સૌ ભાઈ બ્હેનો ખાય છે રે-(૨)
ખાય છે રે હાં ખાય છે રે—(૨) દાંડીના
હાં બારડોલી તાલુકો ખાલી થાય છે રે-(૨)
લાખો હીંદીની લાજ આજ લુંટાય છે રે-(૨)
લુંટાય છે રે હાં લુંટાય છે રે-(૨) લાખો
જપ્તીવાળા તો ઘણાં ગુંચવાય છે રે—(૨)
પેરાવાળા તો થુંકેલું ગળી જાય છે રે—(૨)
ગળી જાય છે રે હાં ગળી જાય છે રે-(૨) પેરા
ઘણાં બાયલાઓની તો "પ્રતિજ્ઞા" ભંગ થાય છે રે (૨)
એવા કાયરોથી શું સ્વરાજ લેવાય છે રે (૨)
લેવાય છે રે હાં લેવાય છે રે-(૨) એવા કાયરોથી
એવા ભારતમાં ભાર રૂપ ગણાય છે રે-(૨)
શુરા સત્યાગ્રહીથીજ સ્વરાજ લેવાય છે રે-(૨)
લેવાય છે રે હાં લેવાય છે રે—(૨) શુરા

# ૨૯

## સાખી

બાળકો દાઝી જાય ને લાખોનો ધુમાડો થાય,
ચીણગારી ઉડી જાય તો હોળીયો સળગી જાય-ફટાકા
હીંદભૂમીનાં બાળકો હવે તો સમજો આજ,
લક્ષ્મી બચાવો હીંદની સ્વરાજ લેવા કાજ-ફટાકા
કમળા દેવી નાયડું મહાત્માજી જેલમાંય,
તેઓ છુટે નહિં ત્યાં સુધી હે બાળકો હર્ષ નવ થાય-ફટાકા
દારૂખાનું નહિં ફોડીયે "પ્રતિજ્ઞા" લ્યો આજ,
કહે નાયક નેતા છોડાવવા હિંદ "દેવી" છોડાવવા કાજ-ફટાકા

૬

હરામ છે હરામ છે હરામ છે રે
હવે દારૂ પીવો હરામ છે—હવે દારૂ
કરોડો રૂપિયાનું પાણી રે કીધું ને (૨)
બની દારૂ માંહી દીવાનાં રે (૨)—હવે દારૂ
વડીલોની જે જે મીલકતો હતી તે (૨)
હવે વેચી બેઠા પરવારી રે (૨)—હવે દારૂ
પહેલાં વિચાર કાંઇ કીધો નહિં ને (૨)
હવે પાછળ પસ્તાયે શું થાય છે રે (૨)—હવે દારૂ
પઇસા નહિં ત્યારે સુધરી ગયા છે (૨)
છે લક્ષ્મીનો પ્રતાપ એવો રે (૨)—હવે દારૂ

બાર બાર વરસ થયા મહાત્માજી પોકારે (૨)
એ દારૂ એ તો દાટજ વાળ્યો રે (૨)—હવે દારૂ
લાખોની લક્ષ્મી ગઇ છે તણાંઇને (૨)
હવે ફરે છે ભીખારી વેશે રે (૨)—હવે દારૂ
તેત્રીસે ક્રોડ હીંદી દારૂ તજે તો (૨)
પરદેશીઓ જાય પરવારી રે (૨)—હવે દારૂ
ભારતનાં સંતાનો સૌ પ્રતિજ્ઞા લ્યો કે (૨)
હવેથી દારૂ પીવો હરામ છે રે (૨)—હવે દારૂ

૭

[સહે] કચુંબર થાયે કાયાની સ્વરાજની લડાઇમાં (૨)
સ્વરાજની લડાઇમાંને સત્યની લડાઇમાં (૨)
કચુંબર થાયે કાયાની સ્વરાજની લડાઇમાં (૨)
માતૃભૂમી કાજે છે કર્મ ઋણ માથે (૨)
તુર્ત તૈયાર થાઓ-ભારત મુક્તિની કમાઇમાં (૨)
મુક્તિની કમાઇમાંને ધર્મની લડાઇમાં (૨)
કચુંબર થાયે કાયાની સ્વરાજની લડાઇમાં (૨)
તકલી બરછી હાથે ચરખો છે તોપ સાથે (૨)
સુતરનાં ગોળા છોડો-અહિંસક લડાઇમાં (૨)
અહિંસક લડાઇમાંને સત્યાગ્રહની લડાઇમાં (૨)
કચુંબર થાયે કાયાની સ્વરાજની લડાઇમાં (૨)

૮

રણે ચઢેલો સત્યાગ્રહી પાછી પાની નહિં કરશે (૨)
લીધી પ્રતિજ્ઞાઓ પાળવામાં દીલ તેઓનું નહિંજ ડગશે (૨)
—રણે
લીધી પ્રતિજ્ઞા પળે નહિં તો કાયર થઇ બેસીજ રહેશો (૨)
જાન જાયે ભલે વચન ન જાયે વચનની કીંમત બહુજ
કરશો (૨)—રણે
વચન પળાય તોજ પ્રતિજ્ઞા લેશો મહાત્મા ગાંધીને નહિંજ
ઠગશો [૨]
બાંડળો જો જોડાશો તો સ્વરાજ લેવામાં ઢીલજ કરશો [૨]
—રણે
કાયર પુરૂષનું કામ નહિં એ
"સ્વરાજ" સત્યાગ્રહીઓજ લેશે [૨]
"સત્યાગ્રહ"ના સૈનિક બનીને
રાષ્ટ્રપતિને નહિંજ ઠગશે (૨)—રણે
હજારો બ્યંદળ પાછાજ પડશે
એક સાચો સત્યાગ્રહી નહિંજ ડરશે (૨)
રણે ચઢેલો સત્યાગ્રહી પાછી પાની નહિં કરશે [૨]

૯

## સાત કોઠા.

માહરાં બાલુંડા રણ જીતી વહેલા આવજોરે
તાહરા પીતા ગયા પાતાળ સાથે સારથી શ્રી ગોપાળ

તાહરી કોણ લીયે સંભાળ—માહરાં આર્તુંડા
માતા પહેલે કોઠે કોણ ગુરૂ ઉભા હશેરે
બેટા દુશ્મન દેખી ડરે તમારી આંખડીરે—માહરાં
પહેલે કોઠે ગુરૂં દ્રોણ તેને જીતે એવું કોણ
તાહરા લેશે પલમાં પ્રાણ—માહરાં
બીજે કોઠે કૃપાચાર તેનો કેમ જીરવશો માર
માહરાં કોમળ અંગી બાળ—માહરાં
ત્રીજે કોઠે અસ્વસ્થામાં તેની કેમ કરી થાશો સામા
તને મોત ભમાવે ભામા—માહરાં
ચોથે કોઠે કપરો કરણ એનાથી ધ્રુજે આખી ધરણ
એ તો આણે તાહરૂં મરણ—માહરાં
પાંચમે કોઠે દુરીયોધન એને રીસ ઘણી છે મન્ન
તાહરૂં મસ્તક કરે છેદન્ન—માહરાં
છઠ્ઠે કોઠે રાજા શલ્લ એ તો મારવાડનો છે મલ્લ
તને ટકવા નહિં દે પલ—માહરાં
સાતમે કોઠે જેદ્રથ એ તો લડવૈયો સમર્થ
તમે કેમ થાશો લથંપથ—માહરાં
(દીકરા) સહુ મળી તુજને મારે તેમાં મુમત તું શી વાતે
જોયો જન્મીને વૈભોગ ક્યારે ?—માહરાં
(દીકરા) હજી આવી ન ઓત્રાનાર તુજને ભમાવે છે કાળ
હજી તુ છે ન્હાનો બાળ—માહરાં.

માહરાં બાળુડાં જંગ જુતી વહેલા આવજોરે [૨]

મહાત્મા મોહન બેઠા જેલમાંય [૨]
સાથી વીરલ ઘણા છે ત્યાંય [૨]—માહરાં

સરકારે પુર્યા વલ્લભ સરદાર [૨]
તો પણ ડરતા નહિં તલભાર [૨]—માહરાં

ભલે દંડી ચલાવે સરકાર [૨]
બંદુક તોપની નહિં દરકાર [૨]—માહરાં

હીંદની વાઘણ છે પીંજરાં માંય [૨]
હીંદની સીંહણ પણ છે ત્યાંય [૨]—માહરાં

હીંદનું "બુલબુલ" ગયું છે આજ [૨]
ભારત "સ્વતંત્ર" લેવા કાજ [૨]—માહરાં

"આત્મબળ"ની તલવાર છે હાથ [૨]
બખ્તર "અહિંસા" નું છે સાથ [૨]—માહરાં

હીંદની દેવી છોડાવવા કાજ [૨]
સજ્જ થાઓ કરોડો હીંદી આજ [૨]—માહ૰

સુણાવો "પ્રતિજ્ઞા" લીધો આજ [૨]
ફરકાવો ઝુંડા હીંદ સ્વરાજ [૨]—માહરાં

---

સુરત બરાનપુરી ભાગોળ "ખાંડવાળા" પોળમાં આવેલા શ્રી "વિજય" પ્રી. પ્રેસમાં હરગોવનદાસ [illegible]દાસે છાપ્યું